५९७५

શ્રી.

# અટ શંખોદ્ધવાર હરિકિર્તન કાવ્ય.

વૈષ્ણુવો સારૂં
છપાવી પ્રસિદ્ધ કરનાર


**વાએડા ગોકળદાસ મુળજી.**
જાતે ગુગળી બ્રાહ્મણ એટના.


દોહરો.

મંન થયું છે માહરૂં, ભક્તિ કરવા કાજ;
સદમતી આપો તમે, પ્રભુજી દીનદયાળ.


મુંબઈ.
રાજ્યભકત પ્રીંટીંગ પ્રેસ.
સંવત ૧૯૫૧ ના ચૈત્ર શુદી ૧૦ વાર શુકર.
ઈસ્વી સન ૧૮૯૫ તા૦ ૫ અપ્રેલ
**કિંમત રૂા. ૦–૨–૦ બે આના કલદાર.**

# અનુક્રમણીકા.

# અથ શ્રીકૃષ્ણની વંશાવળી લીખ્યતે.

૧ શ્રી આદિ નારાયણ
૨ બ્રહ્મા
૩ અત્રિ
૪ સોમ
૫ બુધ
૬ પુરૂરવા
૭ આયુ
૮ નહુષ
૯ યયાતિ
૧૦ યદુ
૧૧ ક્રોષ્ટા
૧૨ વૃજિનવાન
૧૩ શ્વાહિ
૧૪ રૂશેકુ
૧૫ ચિત્રરથ
૧૬ સસબિંદુ
૧૭ પ્રથુશ્રવા
૧૮ ધર્મ
૧૯ ઉસના
૨૦ રૂચક
૨૧ જ્યામઘ
૨૨ વિદર્ભ
૨૩ ક્રથ
૨૪ કુંતિ
૨૫ વ્રષ્ટિ
૨૬ નિવૃતિ
૨૭ દશાર્હ
૨૮ વ્યોમ
૨૯ જીમુત
૩૦ વિકૃતિ
૩૧ ભીમરથ
૩૨ નવરથ

૩૩ દશરથ
૩૪ શકુનિ
૩૫ કરંભિ
૩૬ દેવરાત્
૩૭ દેવક્ષત્ર
૩૮ મધુ
૩૯ કુરૂવસ
૪૦ અનુ
૪૧ પુરૂહોત્ર
૪૨ આયુ
૪૩ સાત્વત
૪૪ ભજમાન
૪૫ વૃધિ
૪૬ વિદુરથ
૪૭ ભુર
૪૮ ભજમાન
૪૯ શિનિ
૫૦ સ્વયંભોજ
૫૧ ર્‌દિક
૫૨ દેવબાહુ
૫૩ શુરસેન
૫૪ વસુદેવ
૫૫ શ્રીકૃષ્ણ
૫૬ પ્રધુમ્ન
૫૭ અનિરૂદ્ધ
૫૮ વજ્રનાભ



# અથ શ્રીરામચંદ્રજીની વંશાવળી



૧ શ્રી આદિ નારાયણ
૨ બ્રહ્મા
૩ મરિચિ
૪ કશ્યપ
૫ સૂર્ય
૬ વૈવસ્વતમનુ
૭ ઇક્ષ્વાકુ
૮ શશાદ
૯ કકુત્સ
૧૦ અનેના
૧૧ પૃથુ
૧૨ વિશ્વરંધિ
૧૩ ચંદ્ર
૧૪ યુવનાશ્ર
૧૫ શાબસ્ત
૧૬ બૃહદશ્વ
૧૭ ધંધુમાર
૧૮ દ્રઢાશ્વ
૧૯ હર્યશ્વ
૨૦ નિકુંભ
૨૧ બર્હણાશ્વ
૨૨ કૃશાશ્વ
૨૩ સેનજિત
૨૪ યુવનાશ્વ
૨૫ માંધાતા
૨૬ પુરૂકુત્સ
૨૭ ત્રસદસ્યું
૨૮ નરણ્ય
૨૯ હર્યશ્વ
૩૦ અરૂણ
૩૧ નિબંધન
૩૨ ત્રિશંકુ

૩૩ હરિશ્ચંદ્ર
૩૪ રોહિત
૩૫ હરિત
૩૬ ચંપ
૩૭ સુદેવ
૩૮ વિજય
૩૯ ભરૂક
૪૦ વૃક
૪૧ બાહુક
૪૨ સગર
૪૩ અસમંજસ
૪૪ અંશુમાન
૪૫ દિલીપ
૪૬ ભગીરથ
૪૭ શ્રુત
૪૮ નાભ
૪૯ સિંધુદ્વિપ
૫૦ અયુતાયુ
૫૧ ઋતુપર્ણ
૫૨ સર્વકામ
૫૩ સુદાસ
૫૪ કલ્માષપાદ
૫૫ અશ્મક
૫૬ નારીકવચ
૫૭ દશરથ
૫૮ એડવિડ
૫૯ વિશ્વસહે
૬૦ ખડવાંગ
૬૧ દીર્ઘબાહુ
૬૨ રઘુ
૬૩ અજ
૬૪ દશરથ
૬૫ શ્રીરામ
૬૬ કુશલવ

# બેટ દ્વારકાંના તિર્થોની પ્રદક્ષણા.



## ગરબી.

સંખાદ્ધારે સંખ નારાયણ, પરમ પુરસ પરમેસ હેલીરે;
બ્રહ્માદીક ઇંદ્રાદિક સેવે, ગવરી શેસ મહેસ જો. ૧
દસ અવતારે દરશણ દીધાં, મટયાં ત્રીવીધના તાપ હેલીરે;
શંખ તળાઇને સ્નાને કીધાં, દુર જન્મના પાપ જો. ૨
ભકત વત્સલ ભગતુના ભેરૂ, જાનકી જીવનરામ હેલીરે;
ભરત શત્રુધન લક્ષ્મણ ભ્રાતા, આપત પુરણ કામ જો. ૩
શ્રીનારાયણની સોભા સુંદર, શ્રી લક્ષ્મીજીનો કંથ હેલીરે;
એને દર્શણ આવે પ્રાણી, મટે છે મનની ભ્રાંત જો. ૪
કેશવરાય કરૂણાનો સાગર, જગ્નનાથ જગદીશ હેલીરે;
આદ નારાયણ અલક નીરંજન, સકળ ભુવન પતી ઇશ જો. ૫
પંચ ભક્ત તરૂણે શ્વર પુજ્યા, કપળેશ્વર મહાદેવ હેલીરે;
નરસીંધજીના દર્શણ કીધાં, સકળ સુરાસર સેવ જો. ૬
ચંદ્ર ભાગા ઓર કબીર ચોરે, વીદુરતણા ગોપાળ હેલીરે;
નાગાના નારાયણ સ્વામી, સંત કરે પ્રતિપાળજો. ૭
મીરાબાઇ હરીની છે દાસી, ગીરધરલાલ સુજાણ હેલીરે;
કથા પાન અમૃત રસ પીધાં, ગાએ સંત સુજાણજો. ૮
ઇંદ્રપાળની બડી હવેલી, માંહે વલ્લભ કુળનો વાસ હેલીરે;
વૈષ્ણવ જન ત્યાં કીર્તન ગાવે, આનંદ મન હુલ્લાસજો. ૯

રમણદ્વીપ રણછોડ બીરાજે, આનંદ પુરણ બ્રહ્મ હેલીરે;
નારદ તુંબર ગાન કરે છે, સુનત જાએ ભવભ્રંમ જો. ૧૦
કુસેસ્વર ઓર ગણપતિજીને, પ્રેમે લાગું પાય હેલીરે;
નીજ મંદીર જઈ સીસ નમાવું, જન્મ કૃતાર્થ થાયજો. ૧૧
છત્ર ચમ્મરની શોભા સુંદર, ચૌદ લોકનો નાથ હેલીરે;
એને દર્શન આવે પ્રાણી, પાવન્ન કરે શ્રીનાથજો. ૧૨
ત્રીવિક્રમ પ્રતાપ અધિક છે, માધવ મદનગોપાળ હેલીરે;
કલ્યાણરાય કરૂણાનો સાગર, પુરૂષોત્તમ પ્રતિપાલજો. ૧૩
માતા દેવકી લક્ષ્મીજી ને સત્યભામાની, સોભાનો નહીં પાર હેલીરે;
પ્રેમકુંજ બ્રખભાન લડેતી, ત્યાં રમે નંદ નંદજો. ૧૪
નટવર નવલ ગોવર્ધનધારી, ગોપીપતિ ગોપાળ હેલીરે;
મુકુંદમય સોધન જામ્બુવંતી, શ્રીપતિ પરમ કૃપાલજો. ૧૫
સીરદાર સનકાદીક સેવે, દેવ તેત્રીશ ક્રોડ હેલીરે;
ગરૂડ અંબાજી પ્રહલ્લાદાદિક, બહુ રહ્યા કર જોડજો. ૧૬
ચરણકમલ ગોમતીએ નાહ્યાં, ત્યાં સુરજની જોત હેલીરે;
રૂક્ષ્મણી કુંડમાં ન્હાતાં ધોતાં, ગઇ છે મનની છોતજો. ૧૭
કાલી ને કાલંદ્રી ન્હાયાં, સંખોદ્ધારે ધામ હેલીરે;
એની ધ્વજાના દર્શણ કીધાં, ત્યાં પામે છે વિશ્રામજો. ૧૮
પદ્મતિર્થે બાણ ગંગા ન્હાયાં, ત્યાં તુલસીનો વાસ હેલીરે;
શ્રી સત્યભામાજીને આંગણીએ કંઈ, કલ્પવૃક્ષનો ઝાડજો. ૧૯
સહસ્ત્ર એઠયાચી રૂશીતણાં કંઈ, વ્યાસ કોટડી ધામ હેલીરે;
રૂષી કૃપાએ પામીએ મુખ, નારાયણનું નામજો. ૨૦
ડાંડીમા હનુમાન બીરાજે, નવનાથ ચોરાશી સીદ્ધ હેલીરે;
એને દર્શણ જાએ પ્રાણી, આપે છે બહુ રીદ્ધ જો. ૨૧

પ્રેમલા નાલીલેશ્વર સ્વામી, અભીઆ કેરૂ ધામ હેલીરે;
મમ્માયાને પાયે લાગું, આપત પુરણ કામજો. ૨૨
પ્રદક્ષણા પરમેશ્વર કેરી, પુરે સૌની આશ હેલીરે;
કૃષ્ણસ્નેહ હરી નંદકુંવર વ્રજ, જન્મ જન્મનો દાસજો. ૨૩

---

# શ્રી ઠાકોરજી પાસે ગાવાનો થાળ.



## રાગ દેશાખ.

સખી સાંભળોની કહું વાતડીરે, મ્હારે આનંદને વળી આજ;
નવે નેણસુ નોતર્યારે, હરી જમવાને મહારાજ.
ટકે કીધાં છે ટાંકણાંરે. કંઇ રાંધ્યાં સીધ્યાં અંન;
સૈયર મુકી છે તેડવાને હરી, આવ્યા જુગજીવંન.
સોગઠ ઘાટ સોહામણારે, કંઇ નીરખ્યા છે નીરધાર;
ચોકી ઢારી છે ચોકમાંરે, કંઈ ઊંના આણ્યા નીર.
પ્રથમ વાર્યા છે પોતિયાંરે, હરી નાહ્યા ધારણ ધીર;
પાસે પિતામ્બર ધોતિયાંરે, હરી ધરીઆ સ્યામ શરીર.
પગે પહેર્યાં છે પાવલાંરે, હરી આવ્યા મંદિર માહે;
પ્રથમ બેસાડયા છે પાટલે રે, કંઇ ગોવરધન ગોપાળ.
કુલે રૂપાનો બાજ ઠડોરે, ઊપર કંચન ધર્યો થાળ;
ચંબુ ચોખારીને મુકીઆરે, માંહી જલ ભરીને પાસ.

સાત ભાતના સુખડાંરે, કંઇ તેનો આણ્યો થાળ;
ધર્યા સાટાને ગાંઠીઆંરે, માંહે કરીને મેસુબ.
ધર્યા ઘેબર ઘણા ઘી તણારે, તમે લીઓ ત્રીભુવન ભુપ;
ઝાઝી જલેબીને ખાજલારે, માંહે કર્મ દડો કંશાર.
ધર્યાં પાકના ચુરમાંરે, માંહે ઘી ગોળની ધાર;
સીરો સાબુડી તલ સાંકરીરે, વળી ગણુમાણું ને ગોળ.
રસે આરોગો રસ રોટલીરે, વળી રાણુ રાતી ચોળ;
ગુદવડાને ગોળ પાપડીરે, વળી સેવોને સુંદર સાર.
પેડા પતાસાંને લાડ વારે, વળી ચોખાને માંહે દાળ;
દહીંના આણ્યા રૂડા રાઇતાંરે, પ્રભુ રતાળુ લીઓ સાર.
પ્રભુ પ્રેમ સુપીર શું રે, મારે હરિ હૈયાનો હાર;
કઢી કટોલાંને કોચલાંરે, માંહી ઓરા ચોરા સીંગ,
કાચાં કેળાંને કારેલાંરે, માંહે સાતે સકુણ સાર;
વાધીએ પુર્યા છે વાટકારે, માહે વાલોળ ને વંતાક.
આદુ કેરીના આથણાંરે, મારે કેરીને વળી કેર;
લાલી રાઈને સરસીયુંરે, પ્રભુ ચડીયું ચીડા ચીર.
ખાટી આંબલીને ખાખટીરે, માહે મરચાં લેજો સાર;
બાવલી આંના એસે લડાંરે; પ્રભુ કાચરી લેજો પાસ.
મોઠી લાગે તો માગજોરે, હરી ધરયું સર્વે સાર;
ભરજો નાનાનાના કોળીયારે, હું વીઝણે ઢોળુંવાય.
સગા કુટુંબને સંસારમાંરે, મારે બીક નથી ઠીક;
રખે ભાણેથી ભુખ્યા ઉઠતારે, કંઈ ઠાકર મારા ઠીક.
ત્યારે હેત શું હરિ બોલીયારે, કંઈ જમતાં જીવન પ્રાણ;

પરીપુર્ણ થયાંછે પ્રેમ નારે, કંઈ નંદ બાવાની આણ;
ભોજન કીધાંછે મન ભાવતાંરે, કંઇ ગુરસ માખણ છાસ;
મજ્જન લીધાંછે માવજીરે, કંઈ મન ગમતા મુખવાસ.
લવીંગ સોપારી ને એલચીરે, કંઈ આપ્યા બીડાં પાન;
ઝાઝી જાવંત્રીફળ જાયનારે, કંઈ ભાવેછે ભગવાન.
કેસર ઘુટી કુંકા વટીરે, સુંદર કીધા આડ;
ચોખ ચાંપીને ચોડીઆરે, મારા લાલજીને લલાટ.
અંમર ઉતારેછે આરતીરે, કંઈ સુંદર પેર્યાં સ્યામ;
કુડા મુખમોરીલા ઉપજેરે, કંઈ લેરે ખોટી હામ.
સુંદરનેણ કપુરનારે, કંઇ જોઈને મોયાંમંન;
એવાં કીધાં છે ઉરમાંરે, કંઇ તાઢા થયાં તંન.
રમાડયા જમાડયા રંગમેલમાંરે, કંઇ પોતી મનની આસ;
આતો પ્રસાદી છે થાળનીરે, માંહે આવ્યો મીઠોવાસ.
ગાય શીખેને સાંભલેરે, તેને હોજો વૈકુંઠવાસ.

---

## શ્રી ત્રિવિક્રમજી સન્મુખે રહી રાત્રે પોઢયા સમે ગવાતી સ્તુતી.

### લલીત અથવા કામદા છંદ.

શ્રી દાઉજી દયા ઉર વિષે ધરો, જગત પ્રાણીની વિપતી હરો;
પ્રભૂ અનાથના નાથ છો તમે, શુરમુની સદા આપને નમે;

નહીં તમો સમો કો કૃપાનીધી, સકલ શાસ્ત્રમાં સાંભળો બીધી;
શ્રી દાઉજી દયા ઉર વિષે ધરો, જગત પ્રાણીની વિપતી હરો. ૧
કર વિશે તમે ધરણીને ધરી, અસુર મારીને આપદા હરી;
સકલ વીરના વીર છો હરી, બલની હારીને રેવતી વરી;
શ્રી દાઉજી દયા ઉર વિષે ધરો, જગત પ્રાણીની વિપતી હરો. ૨
પતીત પાવણી મુરતી આપની, જગતની વૃથા કાપવા બની;
ભરી કલા કૃપા ક્રોધથી ગણી, અધીક શાંતી કાંતી તમો તણી;
શ્રી દાઉજી દયા ઉર વિષે ધરો, જગત પ્રાણીની વિપતી હરો. ૩
ચંદનની મનોહારણી છબી, વરણવી શકે કેમ કો કવી;
કમલની કળા નેત્રમાં મળી, ભમરની અણી વાંકમાં વળી;
શ્રી દાઉજી દયા ઉર વિષે ધરો, જગત પ્રાણીની વિપતી હરો. ૪
હરી તમારી જે માંનતા કરે, સકલ કામનાં તેમની સરે;
ભર સમુદ્રમાં નાવ જે પરે, તમ પ્રતાપથી બુડતાં તરે;
શ્રી દાઉજી દયા ઉર વિષે ધરો, જગત પ્રાણીની વિપતી હરો. ૫
સજન સંતના અંતરે રમો, કુટીલ દુષને સરવદા દમો;
ચરણમાં સદા રાખીએ પ્રિતી, ચરણ શેવના આપીએ અતી;
શ્રી દાઉજી દયા ઉર વિષે ધરો, જગત પ્રાણીની વિપતી હરો. ૬
પ્રભુ કૃપા કરી પાપ કાપીએ, ચરણ પદમની ભક્તિ આપીએ;
શેન મંદીરે પોઢીએ હરી, જગત સર્વની આપદાદરી;
શ્રીદાઉજી દયાઉર વિષે ધરો, જગત પ્રાણીની વિપતી હરો. ૭

## શ્લોક કિંવા અનુષ્ટુપ છંદ.

કરિ હરિ વિનતિ અમો સર્વે, ઉર વિષે ધરો સેનાના સમે;
ભાવતણાં મહા પાપ કાપીએ, સમિપમાં સદા વાસ આપીએ.

# " સ્તુતી બીજી એજ રાહમાં "

લલિત છંદ.

શ્રીત્રિવિક્રમની કરો ભક્તિ ભાવથી, ઉગાર શેતને પાપ ગારથી;
રમણ દીપછે શોભતા અતી, જગત ઇશની લોભીછે મતી;
સરવ દાવસે છેજ બેટમાં, જગત તારવા પ્રીતી પેટમાં;
શ્રી ત્રિવિક્રમની કરો ભક્તિભાવથી, ઉગારશે તને પાપગારથી. ૧
ભજ સદા હરી પ્રેમ નેમથી, પાર ઉતારશે ચરણ નાવથી;
ઠીકર છોડીને ફેનમાં ફર્યો, દીલ વિશે નહિ નાથથી ડર્યો;
શ્રી ત્રિવિક્રમની કરો ભક્તિભાવથી, ઉગારશે તને પાપગારથી. ૨
અણ ઉચીતુ તને મોત આવશે, સમજ પ્રાણી આશી ગતી થશે;
નિશ્ચે જાણજે નાશ જગતનો, અમર નામ છે એકઇશનો;
શ્રી ત્રિવિક્રમની કરો ભક્તિભાવથી, ઉગારશે તને પાપગારથી. ૩
અરજદાર છે પ્રાણી બાપડો, નિભાવશો તમે તમારો રાંકડો;
ગોકળદાસની અરજ આ સુણો, પ્રભુ કૃપા કરી આપ દાહરો;
શ્રી ત્રિવિક્રમની કરો ભક્તિભાવથી, ઉગારશે તને પાપગારથી. ૪

## દોહરો

દશે દિશાંના રક્ષકો, વિનવે વારંવાર;
શેન મંદીરે પોઢીએ, ત્રિવિક્રમ જગદાધાર.

# શ્રી દ્વારિકાંનાથજી પાસે રાત્રે પોઢયા સમે ગવાતી સ્તુતી.



રાગ કલ્યાણ.

શ્રીદ્વારિકાંપતી મુજ આપો સન્મતી,દાસઆપનાની પ્રભુ કરજો શુભગતી;
ભક્તતણા પ્રતિપાળ છો, હે દ્વારામતિના ઇશ;
કાપો સરવે કષ્ટ માહેરાં, કહું નાંમી હુશીશ.
શ્રીદ્વારિકાંપતી મુજઆપો સન્મતી,દાસ આપનાનીપ્રભુકરજોશુભગતી. ૧
શરણાંગત છું ભક્ત આપનો, લેશો મુજ સંભાળ;
કૃપા કરી કર ઝાલી મારો, કાપો જગજંજાળ.
શ્રીદ્વારિકાંપતીમુજઆપોસન્મતી, દાસઆપનાનીપ્રભુકરજોશુભગતી. ૨
નહીં આસરો અહો મુજને, અવર સુણો જગનાથ;
લઇ શરણ મુજ મુક્તિ કરજો, વિનવું જોડી હાથ.
શ્રીદ્વારિકાંપતીમુજઆપોસન્મતી, દાસઆપનાનીપ્રભુકરજોશુભગતિ. ૩
શૈયા મંદિરમાય પોઢીએ, સર્વ જગતના તાત;
ઇચ્છીત જનની પુરી કરજો, જે સૌ મનની વાત.
શ્રીદ્વારિકાંપતીમુજઆપોસન્મતી, દાસઆપનાનીપ્રભુકરજોશુભગતી. ૪
કહે નીકુંજ નમીએ—મુજને, હવે કરો પાવન;
ક્ષમા કરી સૌ દોષ માહરા, રહો ભક્તિ મુજ મન.
શ્રીદ્વારિકાંપતીમુજઆપોસન્મતી, દાસઆપનાનીપ્રભુકરજોશુભગતી. ૫

## દોહરો.

દ્વારામતિના ઇશ છો, પ્રભુ જગપાલણ હાર;
પોઢીએ રૂક્ષમણી સાથમાં, પ્રાંણતણા આધાર.